


# બાળકોની ધર્મ-શિક્ષા.

## પ્રથમ ભાગ.

લેખક,
શ્રીપાદ દામોદર સાતવળેકર, ઔંધ (સતારા).

પ્રકાશક.
સ્વાધ્યાય મંડળ માટે
બાપુલાલ કુબેરદાસ પટેલ, સાન્તાક્રુઝ (મુંબઈ.)



આવૃતી ૧ લી. પ્રત ૨૦૦૦.
સંવત ૧૯૭૬. (કીંમત એક આનો.) સને ૧૯૨૦.

શ્રીકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસમાં રતિલાલ હરજીવન પટેલે
છાપ્યું નં. ૯, અનંતવાડી મુંબઇ.

અમદાવાદ

## ઉદ્દેશ.



વૈદિક ધર્મની જ્યોતિનો પ્રકાશ મનુષ્યોના અંતઃકરણમાં બાલ્ય અવસ્થાથી થવાની ઘણી જરૂર છે. જ્યાં સુધી બાળકોની પાઠવિધિમાં વૈદિક ધર્મનો અભ્યાસ હોય નહિ ત્યાંસુધી ઇચ્છેલું કાર્ય થઇ શકતું નથી. એ હેતુથી બાળકોની ધર્મ શિક્ષા માટે આ પુસ્તક બનાવ્યું છે આશા છે કે અધ્યાપક તથા માતાપિતા આ કાર્યમાં સહાયતા કરશે.

શ્રીપાદ દામોદર સાતવળેકર,

ઔંધ, (જીલ્લા સતારા).

॥ ॐ ॥

# બાળકોની ધર્મ-શિક્ષા.

## પ્રથમ ભાગ.



### પાઠ ૧.

## सत्यं वद ॥ १ ॥

तैत्तिरिय उ. १।१०

અર્થ-(सत्यं) સાચું (वद) બોલ.

ભાવાર્થ.

હે બાળક! તું હમેશાં સાચું બોલ. કોઇ વખત જુઠું ન બોલીશ. સાચું બોલવાથી પ્રભુ રાજી રહે છે. સાચું બોલવાથી આપણી ચડતી થાય છે. સાચું બોલવાવાળા માણસ ઉપર બધા લોક વિશ્વાસ રાખે છે.

પાઠ ૨.

# धर्मं चर ॥ २ ॥

तै. उ. ११।१०

અર્થ-(धर्मं) ધર્મનું (चर) આચરણ કર.

ભાવાર્થ.

ધર્મના નિયમોનું પાલન કરો. કોઇ વખત પણ અધર્મનું આચરણ ન કરો. ધર્મથી મનુષ્યની ચડતી થાય છે, અને અધર્મથી મનુષ્યની પડતી થાય છે.

વૈદિકધર્મ ચોગ્ગોજ શ્રેષ્ઠ ધર્મ છે એજ ધર્મથી માણસોનું કલ્યાણ થાય છે.

પાઠ ૩.

# स्वाध्यायान्मा प्रमदः ॥ ३ ॥

तै. उ. १।१०

અર્થ—(સ્વ-અધ્યાય-ત્) પોતાના પઠન પાઠનમાં (મા પ્ર-મદઃ) આળસ ન કરો.

ભાવાર્થ.

સારાં પુસ્તકોનો અભ્યાસ કરવાથીજ ઉન્નતિ થાય છે. માટે દરેકે પોતાનું વાંચન ઉત્તમ પ્રકારનું કરવું જોઇએ.

જેઓ ભણતા નથી તેમની અવસ્થા બહુજ ખરાબ થાય છે, અને ભણે છે તેઓ વિદ્વાન બનીને શ્રેષ્ઠ થાય છે એટલા માટે સારા ગ્રંથો જરૂર વાંચવા જોઇએ.

પાઠ ૪.

# भूत्यै न प्रमदितव्यम् ॥ ४ ॥

तै. उ. १।१०

અર્થ–(भूत्यै) ઉન્નતિના કાર્યમાં (प्र-मदितव्यं) આળસ (न) ન કરો.

ભાવાર્થ.

શરીર, મન, બુદ્ધિ અને આત્માની અંદર બળ વધારવું જોઇએ. એજ સાચી ઉન્નતિ છે. શરીરનું બળ કસરતથી વધે છે, મનનું બળ અભ્યાસથી વધે છે, બુદ્ધિનું બળ જ્ઞાનથી વધે છે, અને આત્માનું બળ સાચાઇથી વધે છે. એટલા માટે એ સર્વ વધારી શ્રેષ્ઠ બનો.

પાઠ ૫.

# देवपितृकार्याभ्यां न प्रमदितव्यम्॥

तै. उ. १।१०

અર્થ-(देव) વિદ્વાન અને (पितृ) માતાપિતાના (कार्याभ्यां) કર્તવ્યોમાં (न प्रमदितव्यम्) આળસ ન કરો.

ભાવાર્થ.

માતા, પિતા, ગુરૂ અને બીજા શ્રેષ્ઠ સજ્જનોની આજ્ઞા પાલન કરો. તેઓની સેવા કરો. કોઇ વખત તેઓને દુઃખ ન આપો. તમારાં સારાં આચરણથી એમને ખુશી રાખો, અને એમનું હંમેશાં સન્માન કરો.

પાઠ ૬.

# मातृ-देवो भव। पितृ-देवो भव॥

तै. उ. ११।१०

અર્થ-(માતૃ-દેવઃ) માતાની પૂજા કરવાવાળા (ભવ) બનો. (પિતૃદેવઃ) પિતાની પૂજા કરવા-વાળા (ભવ) બનો.

## ભાવાર્થ.

માતા દેવી છે અને પિતા દેવ છે. એ-મનું હમેશાં સન્માન કરવું જોઇએ. પોતાના માતાપિતાનું કોઇ વખત અપમાન ન કરો. હમેશાં સવારમાં તેમજ સાંજે સુતી વખતે તેમને નમસ્કાર કરો. એ વાત કોઇ વખત ન ભૂલો.

પાઠ ૭.

# आचार्य-देवो भव।
# अतिथिदेवो भव॥ ७॥

तै. उ. १।१०

અર્થ-(आचार्य-देवः) ગુરૂને દેવ સમજો અને (अतिथि-देवः) અતિથિને દેવ સમજો.

ભાવાર્થ.

શિક્ષક, ગુરૂ તથા વિદ્વાન્, સંન્યાસી, સાધુ વગેરે અતિથિ હમેશાં પૂજનીય છે. એમનો સત્કાર કરો. ગુરૂજીને હમેશાં નમસ્કાર કરો. ગુરૂજીના વિષયમાં કોઈ વખત ખોટો વિચાર અથવા ખોટું ભાષણ કરો નહિ. હમેશાં ગુરૂજીની તરફ માન રાખવું એ વિદ્યાર્થીઓને માટે ઘણું જરૂરી છે.

પાઠ ૮.

# यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि । नो इतराणि ॥ ८ ॥

तै. उ. ११११०

અર્થ-(यानि) જે (अनवद्यानि) સારાં (कर्माणि) કર્મો છે (तानि) તેઓનુંજ (सेवितव्यानि) આચરણ કરો इतराणि બીજાં (नो) નહિ.

## ભાવાર્થ.

હમેશાં સારાં કામ કરો. કોઇ પણ વખત ખરાબ કામ કરવું નહિ. સારાં કામ કરવાથીજ શ્રેષ્ઠતા મળે છે. ખરાબ કામ કરવાથી સઘળા લોક નિંદા કરે છે. એટલા માટે સદાચારને કોઇ પણ વખત છોડવો જોઇએ નહિ.

પાઠ ૯.

# ऋतं वदिष्यामि ।
# सत्यं वदिष्यामि ॥ १ ॥

तै. उ. १।१

અર્થ—(ऋतं) સીધું, ઠીક (वदिष्यामि) બોલીશ. (सत्यं) સત્ય (वदिष्यामि) કહીશ.

ભાવાર્થ.

જેવું જાણતા હોઇએ તેવુંજ ઠીક અને સરળતા પૂર્વક કહેવું જોઇએ. એમાં છળ કપટ કરવું વ્યાજબી નથી.

સાચું બોલવાના નિયમનું ઉત્તમ રીતિથી પાલન કરવું જોઇએ. ગમે તેટલી આપત્તિ આવે તોપણ સત્યને છોડવું જોઇએ નહિ.

પાઠ ૧૦.

## जिह्वा मे मधुमत्तमा ।
## कर्णाभ्यां भूरि विश्रुवम् ॥ १० ॥

तै. उ. ११४

અર્થ—(मे) મારી (जिह्वा) જીભ (मधुमत्तमा) ઘણીજ મીઠી થાય. હું (कर्णाभ्यां) પોતાના કાનોથી (भूरि) બહુજ (विश्रुवं) સાંભળું.

ભાવાર્થ.

જીભ એટલે બોલીમાં, અથવા ભાષણમાં મીઠાપણું હોવું જોઇએ. કઠોર ભાષણ કરવું સારૂં નહિ.

સારા ઉપદેશનું શ્રવણ કાનથી કરવું જોઇએ. કાનોથી ખરાબ વાતો સાંભળવી એ ઘણુંજ ખોટું છે.

પાઠ ૧૧.

# न बिभेति कदाचनेति ॥ ११ ॥

तै. उ. २।४

અર્થ-ધર્માત્મા (इति) એ પ્રકારે (कदाचन) કોઇપણ વખત (न बिभेति) ડરતા નથી.

ભાવાર્થ.

જેઓ આપણા વૈદિક ધર્મના નિયમોને અનુકુળ ચાલે છે તેઓ કોઈ વખત કોઇથી ડરતા નથી. ખરાબ કામ કરવાવાળાજ હમેશાં ડરતા રહે છે. સારાં કામ કરવાવાળા સદા નિર્ભય હોય છે એટલા માટે દરેક માણસે સારૂં કામ કરી નિર્ભય બનવાને ઇચ્છવું જોઇએ.

પાઠ ૧૨.

# अन्नं न निंद्यात् । तद्व्रतम् ॥१२॥

तै. उ. ३।७

અર્થ-(अन्नं) અન્નની (न निंद्यात्) નિંદા ન કરો. (तत्) તે અન્ન (व्रतं) પૂજનીય છે.

ભાવાર્થ.

અન્નની નિંદા કદિ કરો નહિ. અન્ન પવિત્ર અને પૂજનીય છે. અન્નની નિંદા કરીને તેનું ભોજન કરવાથી શરીર રોગી બને છે, પણ તેને આનંદ સાથે ભક્તિપૂર્વક ખાવાથી શરીરની પુષ્ટિ થાય છે. એટલા માટે પોતાની આરોગ્યતાને સારૂ અન્નની નિંદા કરવી વ્યાજબી નથી.

પાઠ ૧૩.

# मित्रस्याऽहं चक्षुषा सर्वाणि भूतानि समीक्षे ॥ १३ ॥

यजु. अ. ३६।१८

અર્થ-(अहं) હું (मित्रस्य) મિત્રની (चक्षुषा) દૃષ્ટિથી (सर्वाणि) સર્વ (भूतानि) પ્રાણીઓને (सं-ईक्षे) જોઉં છું.

ભાવાર્થ.

સર્વ પ્રાણીઓ તરફ મિત્ર એટલે પ્રેમની દૃષ્ટિથી જોવું જોઇએ.

સઘળા પ્રાણીઓનું હિત કરવું જોઇએ. કોઇ પણ પ્રાણીને દુઃખ દેવું એ કોઇપણ માણસને માટે વ્યાજબી નથી. સઘળા ઉપર પ્રેમ રાખવો જોઇએ. કોઈની સાથે દ્વેષ કરવો નહિ.

પાઠ ૧૪.

# अभयं मित्रादभयममित्रात्।

અર્થ-(मित्रात्) મિત્રથી (अभयं) નિર્ભયતા પ્રાપ્ત થાઓ. તેમજ (अमित्रात्) શત્રુથી પણ (अभयं) નિર્ભયતા પ્રાપ્ત થાઓ.

ભાવાર્થ.

જેમ આપણે પોતાના મિત્રોથી ડરતા નથી તેમ શત્રુથી પણ નિડર રહેવું જોઇએ. કારણકે મનમાં નિર્ભયતા ધારણ કરવાથી બળ વધે છે.

ધાર્મિક મનુષ્યોજ નિર્ભય હોય છે. એટલા માટે પોતાનાં આચરણ ધર્મને અનુકૂળ કરવાં જોઇએ. પરમેશ્વરની ઉપાસના કરવી તથા સત્ય અને પ્રેમની સાથે મનને નિર્ભય બનાવવું, એજ માનવી ધર્મ છે.

ॐ शांतिः। शांतिः। शांतिः॥

"स्वाध्यायान्मा प्रमदः॥" तै. उ. १।११॥

"સ્વાધ્યાય કરવામાં આળસ ન કરો."

"વેદનું ભણવું ભણાવવું, સાંભળવું સંભળાવવું એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે."

વેદના સ્વાધ્યાયથીજ મનુષ્યો પોતાનું જીવન સુધારી શકે છે. એટલા માટે શાસ્ત્રમાં પ્રતિદિન સ્વયં સ્વાધ્યાય કરવાની આજ્ઞા છે. એ આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી મનુષ્યો દુઃખી થાય છે. જો તમો જીવનમાં સાચી શાન્તિ ચાહતા હો તો નીચેના ગ્રંથો મંગાવી સ્વાધ્યાય શરૂ કરો.

(૧) બાળક તથા બાળિકીઓ માટે ગ્રંથમાળા નં. ૧.

૧ બાળકોની ધર્મ શિક્ષા, પ્રથમ ભાગ,
હિંદી, તથા ગુજરાતી કીં. રૂ. ૦-૧-૦

૨ બાળકોની ધર્મશિક્ષા, દ્વિતીયભાગ, હિંદી, કીં રૂ. ૦-૨-૦
ગુજરાતી છપાય છે.

૩ વૈદિક પાઠમાળા પ્રથમ પુસ્તક, હિંદી. કીં. રૂ. ૦-૩-૦
ગુજરાતી છપાય છે

## (૨) સ્વાધ્યાય ગ્રંથમાળા નં. ૨. (હિંદી ભાષામાં).

૧ યજુર્વેદ અ. ૩૦ ની વ્યાખ્યા, " નરમેધ " કીં. રૂ. ૧-૦-૦

૨ યજુર્વેદ અ. ૩૨ ની વ્યાખ્યા " સર્વમેધ " કીં. રૂ. ૦-૮-૦

૩ યજુર્વેદ અ. ૩૬ ની વ્યાખ્યા "શાંતિકરણ" કીં. રૂ. ૦-૮-૦

## (૩) નિબંધ ગ્રંથમાળા નં. ૩. (હિંદી ભાષામાં).

| | | | |
|---|---|---|---|
| ૪ રૂદ્ર દેવતાનો પરિચય | કીં. | રૂ. | ૦-૮-૦ |
| ૫ માનવી આયુષ્ય | કીં. | રૂ. | ૦-૩-૦ |
| ૬ ૩૩ દેવતાઓનો વિચાર | કીં. | રૂ. | ૦-૨-૦ |

૭ રૂગ્વેદમાં રૂદ્ર દેવતા, છપાય છે.

## (૪) વૈદિક ધર્મ માસિક.

આર્ય ભાષામાં દર માસે વૈદિક ધર્મના તત્વોના પ્રચાર કરવા માટે કાઢવામાં આવ્યું છે. આખા ભારત વર્ષમાં આ એકજ માસિક પત્ર વેદપર વિચાર કરવાવાળું છે. જલદી ગ્રાહક બનો અને આપના મિત્રોને પણ ગ્રાહક બનાવો. વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૩-૮-૦ લખોઃ—

**બાપુલાલ કે. પટેલ.** સાંટાક્રુઝ, મુંબઈ. **ઠે** **મંત્રી, સ્વાધ્યાય મંડળ.** ઔંધ, સતારા.